2590

# हुन्नरनो सार संग्रह.

## ભાગ ૧ લો

૮૬ હુન્નર સાથે

રચનાર

શા. પ્રેમચંદ જેઠાચંદ મદદે

બ્રાહ્મણ માણકલાલ પીતાંબર.



અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જન-
રલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૨. શાકે ૧૮૦૮. સને ૧૮૮૬.

કીંમત રૂ૦-૩-૬

# અર્પણ પત્રિકા.

મ્હેરબાન, મુરબ્બીસાહેબ, ખુદાવીંદ શ્રી
મરદાનઅલીખાનજી સાહેબ બહાદુર.

મુ૦ રાધનપુર.

આપનો મારા તથા ઈંગ્રેજી અને ગુજરાતી નિશાળના સઘળા સ્કોલર ઉપર પુર્ણ પ્રીતી હોવા ને લીધે, હું આ પુસ્તક આપનેજ અર્પણ કરી સંતોષ પામુંછું; તે સ્વીકારશો.

હું. પ્રેમચંદ કર્તા.

# પ્રસ્તાવના.

પ્રીય વાંચનાર! આ લઘુ ગ્રંથ આપ સાહેબોની સેવામાં મુકતાં, હું આ બાને બીલકુલ મોટાઈ રાખી શકતો નથી. કદાપી રાખું તો તે બીન ઉપયોગી; કારણ, આ પુસ્તકમાં જે જે હુનરનો સમાવેશ કરવામાં આવ્યો છે; તેમાના ઘણાખરા પરચુરણ નોટોમાંથી, મીત્રોને મોઢથી, તથા ઈંગ્રેજી પુસ્તકો અને ચોપાન્યામાંથી લીધેલ છે.

આ પુસ્તક ટૂંક મુદતમાં રચવાને લીધે મારા મીત્રો કેવળદાસ જેઠાલાલ, તથા છોટમલાલ ખુબચંદ વીગેરેની મદદ લેવાઈ નથી. એટલુંજ નહી પણ આ કામ મારૂ પહેલવહેલું હોવાને લીધે, આ ગ્રંથમાં ઘણીજ ખામીઓ હશે તો આશા છે કે દરેક આર્ય બંધુઓ તે સુધારીનેજ વાંચશે.

પ્રેમચંદ જેઠાલાલ કર્તા.

૨૫૯૦

# હુન્નરનો સારસંગ્રહ.

## ભાગ ૧ લો.

### (૧) વગડાઉ કાગળો બનાવવાની રીત.

૨૪ ભાર ઝીણો મેદા જેવો માયાનો ભુકો, અને ૩૧) ભાર બાળેલી હીરાકસીનો ઝીણો ભુકો. આ બંને ચીજોને એકઠી કરી એક કાચની સાફ સીસીમાં ભરી રાખવી. જ્યારે ઉપર લખેલા કાગળો બનાવવા હોય ત્યારે કરેલા મિશ્રણમાંથી થોડો ભુકો લઇ, કાગળ ઉપર પાથરી બીજા કાગળ એ એવા જોરથી ઘસવો કે, મુકેલો ભુકો કાગળમાં દાખલ થઈ જાય. બાદ વધેલા ભુકાને બીજા કાગળમાં વાપરવો. અથવા ભવિસ્યના કામને માટે સુંઘરી રાખવો. આ કાગળ વગડામાં ઘણાજ ઉપયોગી થઈ પડેછે. કારણ તેની ઉપર ફક્ત પાણીથીજ લખશો તો તે કાળા થઈ જશે.

### (૨) કાગળ ઉપર લખવા માટે છુપી સાહી.

પત્ર ઉપર હરડાના પાણીથી લખ્યું હોય, તો કાંઈ માલમ પડતું નથી. પણ તેને હીરાકસીના પાણીમાં બોળશો તો હરડાથી લખેલા અક્ષરે કાળા થઈ જશે. કારણ કહેલી બંને ચીજોની મેળવણીથી સાહી બને છે.

#### પ્રકાર બીજો

મોરથુથુ ૩૧) ભાર, અને નવસાગર ૩૧) ભાર. આ બંને ચીજોને પાણી સાથે મેળવી કાગળ ઉપર લખશો તો

તે દેખાવાના નથી. પણ તેને દેવતાની ગરમી આપવાથી પીળા અક્ષર થાય છે.

### (૩) ચોપડી ઉપરથી લખેલી સાહીના ડાઘ અથવા નીસાની કાઢવાની યુક્તિ.

"ઑક ઝાલીક આસીડ," "સીટ્રીક આસીડ" અથવા તારટ્રીક આસીડ" ડાઘ અથવા નીસાની ઉ . ચોપડવો. એટલે તે છાપેલા અક્ષરને કાંઈ પણ ઇજા ન કરતાં ફક્ત લખેલાનેજ કાઢી નાખશે.

### (૪) પાણીમાં સોમલ છે કે નહીં તે પારખવાની રીત.

પાણીમાં સોમલ છે કે નહીં, એ જોવું હોય તો તેમાં ચુનાના પાણીનાં આછ નાખવી. જો શફેદ ભુકી નિચે બેસે તો જાણવું કે તેમાં સોમલ છે.

### પ્રકાર બીજો.

ઉપર કહેલા પાણીમાં સોમલ હોય છે; તોપણ તે જણાતું નથી. પણ તેમાં મોરથુથુનું પાણી નાખી, પછી કારબોનેટ ઑફ પોટાસ" નું પાણી નાખવું. તેથી જો પાણીમાં સોમલ હશેતો તે લીલા રંગનું થઇ નિચે બેસશે.

### (૫) પથર ઉપર સોનેરી ઢોળ અથવા ચીત્ર પાડવાની યુક્તિ.

૬ વાલ સોનાને "નાઇટ્રૂ મ્યુરેટીક આસીડ"માં પીગળાવી, તેમાં એક વાલ કલાઇ અને એક વાલ ટરપીન તેલ નાખી, જ્યાં સુધી જાડું થાય ત્યાં સુધી ખલ કરવું. પછી એક ભાગ ટરપીન તેલ નાખી પથર ઉપર ઢોળ અથવા ચિત્ર પાડવાં.

### (૬) લોઢાને ત્રાંબા જેવો રંગ ચઢાવવાની કૃતી.

"નાઇટ્રીક એસીડ"માં થોડાક ત્રાંબાના કડકા નાખવા. એટલે તે થોડીવારમાં પીગળી જશે. પછી તેમાં લોઢાની સાફ ચીજ બોળી કાઢવાથી, તે ત્રાંબા જેવા રંગની થાયછે.

### (૭) જાદુઇ નાચતી કુદતી વીંટી.

રૂપોલી વીટીને એક ઝીણું કાણું પાડી, તેની અંદર પારો ભરી. કાણાને માટીથી બંધ કરવું. જ્યારે ઉપરનો ખેલ જોવો હોય, ત્યારે એ વીંટીને દીવા ઉપર તપાવી ટેબલ ઉપર મુકવી. એટલે તે થોડી વાર સુધી કુદશે.

### (૮) જાદુઇ દીવો.

રૂ૬) ભાર મીઠા (તલના) તેલમાં રૂ૧) ભાર "ફોસ ફરસ" નાખી, એક બીલોરની સફેદ બાટલીમાં નાખવું. બાદ તેને કાચનો મજબુત બુચ મારી બે કલાક સુધી ઉના પાણીમાં રાખવી. ત્યારપછી જ્યારે દીવો નહી હોય અને અજવાળાની ખપ હોય. ત્યારે તે બાટલીનો બુચ ઉઘાડી, તુરત બંધ કરવો. તેથી એવું અજવાળું થાય છે કે, ઘડીઆળના કાંટા જોવાઇ શકે છે!!!.

### (૯) કાગળને ચર્મપત્ર જેવા બનાવવાની રીત.

બે ભાગ 'ગંધકનો તેજાબ' માં એક ભાગ પાણી નાખી; એક સાદો કાગળ બોળી કાઢી તરતજ સાફ પાણીથી ધોઈ નાખ્યો હોય તો તે કાગળ ચામડાના (ચર્મપત્ર) જેવો થાય છે, પણ તેજાબમાં બોળતાં અને સાફ પાણીથી ધોતાં બેહદ ઉતાવળ કરવી. કારણ, તેમ કરવાથી કાગળનાં બારીક કાણાં એક બીજા સાથે મળી જાય છે.

### (૧૦) ઘડિયાળ તથા સાંચાકામમાં મુકવાનું તેલ બનાવવાની યુક્તિ.

એક કાચની ચોખી સીસીમાં ઓલીવનું તેલ નાખી; તેમાં સીસાના ઝીણા કટકા નાખવા. પછી તે સીસીને એક માસ સુધી તડકામાં રાખવી. બાદ તેને ગળી ઉપયોગમાં લેવી.

### (૧૧) દાઝેલાના ઉપાય.

કોઇ માણુસ ગમે તે ચીજથી દાઝયો હોય તેજ વેળા લખવાની કાળી સાહી ચોપડવી. અથવા કુવરનો કટકો કાપી ચીરી બાંધવો.

### (૧૨) કળીચુનાનો મલમ બનાવવાની રીત.

થોડો કળીચુનો લઇ, તેને થોડો વખત પાણીમાં રાખી, ઉપરથી નીતરયું પાણી કાઢી નાખવું. એવી રીતે સાત અથવા તેથી વધારે વાર કરવું. બાદ ચુનાને તડકામાં સુકવી. ગાયના ઘીમાં મલમ જેવી લાકડી કરવી. એ મલમ જુના રૂના પુંબડા ઉપર ચોપડી, દાઝેલ જગ્યાએ મુકવાથી રૂઝ આવે છે. કદાચ દાઝેલી જગ્યાંમાં પીત થતું હોયતો દરરોજ ધોઇ સુકાયા બાદ નવાં પુંબડાં (રૂનાં) મુકવાં.

### (૧૩) કાળો મલમ બનાવવાની રીત.

લોઢાની કડાઇમાં રૂ૨૦ બાર વાટેલો સીંધુર અને તેટલુંજ મીઠું તેલ નાખવું. ત્યારપછી તેને હલાવી દેવતાની ધીમી આંચ આપવી. અને તેને લાકડીથી હલાવતા રહેવું. પણ તે ઉભરાઇ ન જાય, એવી સંભાળ રાખવી. કદાચ ઉભરો આવે તો, નિચેથી તાપ ઓછો કરી, ઉપર

પંખાથી પવન નાખવો એટલે ઊભરો નરમ પડશે. જ્યારે મુલમનો રંગ કાળો થાય, ત્યારે તેમાંથી બે ચાર ટીંપાં ટાઢા પાણીમાં નાખવાં. પછી તેને કાઢીને જોવું, જો વધારે નરમ હોય તો થોડો વખત ચુલા ઉપર રાખવું; અને કસો થઇ ગયું હોય તો, તેમાં મીઠું તેલ નાખવું. આ મલમ ગુમડાં, અને તેને લગતાં સર્વ દરદોને પકવવા, તથા રૂઝાવવામાં અતી ઉપયોગી છે.

### (૧૪) સુરાખારના કાગળો બનાવવાની રીત.

એક શેર પાણીમાં જેટલો પીગળે તેટલો સુરોખાર નાખવો. પછી તેમાં સાઇસુચ કાગળ બોળી કાઢી, સુકવી નાખવા. એટલે તે સુરાખારના કાગળો થયા એમ સમજવું. હાંફણનું જોર નરમ પાડવામાં આ પત્ર અતિ ઉપયોગી થઇ પડે છે તેની રીત.

ઉપર બતાવેલા કાગળમાંથી ૬ થી ૮ તસુ સુધીનો ચોખંડો કડકો લઇ, તેને એક ખુણેથી સળગાવવો. બાદ તેને હાંફણવાળા માણસની ઓરડીમાં રાખી, કાગળ સળગી રહે ત્યાં સુધી ઓરડી બંધ રાખવાથીજ ઘણો ફાયદો થાયછે.

### (૧૫) મુએલી મક્ષીકાને જીવતી કરવાની કૃતી.

પાણીમાં પડેલી માખીને બહાર કાઢવી. બાદ તેને મીઠા તથા ચાકની ભુકીથી તડકામાં ઢાંકવી. એટલે તે થોડા વખતમાં જીવતી થશે.

### (૧૬) ત્રાંબુ કોતરવાની યુક્તિ.

ત્રાંબાની જે ચીજ ઉપર કોતરકામ કરવું હોય, તે ઉપર મીણનું પડ ચઢાવવું. બાદ તે મીણમાં જે કોતરવું હોય

તે કોતરી નિચેની રીતથી બનાવેલ પ્રવાહી તેમાં રેડવી. રૂ૪) ભાર ઝંગાલ, રૂ૪) ભાર મીઠું, રૂ૪) ભાર નવસાગર, જલદ સરકો રૂ૧૨) ભાર, અને પાણી રૂ૧૬) ભાર; એ સર્વે ચીજોને એકઠી કરી ઉપર બતાવેલ ત્રાંબાની ... ઉપર રેડી બે કલાક રાખવી.

(૧૭) આરસની ચીજ ઉપર કોતર કામ કરવાની યુકિત.

સફેદ મીણ રૂ૧) ભાર, ટરપીનટાઇન તેલ રૂ૪) ભાર, એ બંને ચીજોને ભેગી કરી, તેમાં થોડો ઝીણો સફેદો નાખવો. બાદ તેને આરસના સઘળા ભાગ ઉપર લગાડી, લોઢાના હથીઆરથી જે કોતરવું હોય તે કોતરી, તેને સરકાના પાણીમાં બે કલાક સુધી ડુબાવી રાખવો. બાદ તેને સાફ પાણીએથી ધોશો તો કરેલી નકશી કોતરાઇ ગયેલી દેખાશે.

(૧૮) લોઢાને પોલાદ જેવું કરવાની યુકિત.

લોઢાને લાલચોળ તપાવી, તેની ઉપર "પ્રુસીએટઑફ પોટાસ" ઘસવો. એટલે તે પીગળવા માંડશે. બાદ તેને પાણીમાં બોળવાથી, ઉપર લખેલો ગુણ આવેછે.

(૧૯) સાતપડાનો ઇલાજ.

સુકાં મરચાંનો ભુકો, વાટેલું મીઠું, અને દળેલી હળદર એ ચીજોને સરખે ભાગે લઇ, બારીક વાટી, તેને સાતપડા ઉપર બાંધવાથી ઘણો ફાયદો થાયછે.

(૨૦) માથાના દરદીને સુંઘાડવાની છીંકણી બનાવવાની રીત.

સુકી આરીઠાની છાલ રૂ૧ાા ભાર, નવસાગર રૂપીઆ

ા ભાર, તમાકુ રૂ૧) ભાર, કાળાં મરી રૂ૧) ભાર, સંફેદ મરી રૂ૦ાા ભાર, કડવાં તુરીઆંનો સુકો ગર રૂ૧) ભાર, અને પથરનો કળીચુનો રૂ૨ાા ભાર; એ સઘળાં વસાંણાને ઝીણાં પીસી ચાળી માથાના દરદીને સુંઘાડવી; સોજ ઘણું કરીને છીંકો આવશે; અને માથાનું દરદ આરામ થશે.

## (૨૧) અફીણના ઝેરનો ઉપાય.

કોઈ માણસે અફીણ ખાધું હોય, અને તે ઉપર તેલ પીધું હોય, તો ઝેર ઘણું ચઢેછે. તેનાં ચિનઃ

અંગ બધું સુસ્ત બની બેહોસ થઇ જાય, જીભ બેચાનને ટુંકી પડી જાય, તેથી બોલાય નહીં; હોઠ કાળા પડે, હાથે પગે ઝણઝણીઆં આવી ગોટલા ચઢે, આંખમાં કુવા પડે, પરસેવો ટાઢો વળે, અને આંખે દેખાંય નહીં. એવી રીતે માલમ પડે તો નિચે લખેલું ઉલટીનું ઓસડ આપવું.

સુવા, મુળાનાં બીજ, મીઠું, અને મધ. એ ચારે ચીજો બબે રૂપીઆ ભાર લઈ, ાા શેર પાણીમાં ઉકાળી, ા શેર પાણી રહે ત્યારે તેને ઉતારવું. બાદ થંડુ પડવા દઇ ગળી પાઇ દેવું. તેથી ઉલટી થશે. અને તેથી ઉલટી ન આવે તો ગળામાં કુકડાનું પીંછુ નાખી ઉલટી કરાવવી.

જે માણસને ઉલટીનું ઓસડ આપ્યું હોય, તેના પગ ઘુટણ સુધી ઉના પાણીમાં ઝારવા. બાદ ચોખી હીંગ માસો એક લઈ, તેનો ઝીણો ભુકો કરી, મધ અને પાંણી

બનેના ઉકાળામાં તે ભુકો નાખવો. અને તે પાઈ ઉલટી કરાવવી.

## (૨૨) ત્રાંબાના ઝેરનો ઉપાય.

કોઇ માણસે ત્રાંબાના વાસણમાં કટાએલી વસ્તુ ખાધી હોય, અથવા જંગાલ જે ત્રાંબાની બને છે; તે ખાધામાં આવી હોય, તો ખાનારના ગળામાં બળતરા બળે, પેટમાં વાઢ કાપ થાય, તાવ આવે, અને ઓકારી થાય. એવું માલુમ પડે કે તરતજ ઉનું પાણી, બદામનું તેલ, માખણ, અને ઘી એ સર્વેને એકઠું કરી ઉપરા ઉપરી પાતા જવું, અને ઉલટી કરાવતા જવું. ઉલટી થયા બાદ બાવળના સફેદ ગુંદરનો ઝીણો ભુકો ૨૩) ભાર, ૧ સેર ઉના પાણીમાં મેળવી, કલાકમાં ૧૦-૧૨ વાર પાવું.

## (૨૩) સાપના ઝેરના ઉપાય.

જે વેળા ડંખ કરે તેજ વેળા ડંખથી એક આંગળ છેટે એક દોરી અથવા પાટો મજબુત બાંધવો. કારણ, ઝેર વધારે જગ્યામાં ફેલાઈ શકે નહીં. પછી લસણને છુંદી ગાયના ઘીમાં મેળવી, બાંધવાથી, અથવા આમળસારો ગંધક બચ્ચાના મુતરમાં મેળવી ડંખ ઉપર ચોપડવાથી ઝેર ઉતરી જાયછે. પછી તેને જુલાબ દેવો. ગજ્જુ ખમી શકે તો ભારે જુલાબ નિચે મુજબ આપવો. બીજોરાનાં બીજ ૨૧) ભાર લઇ, તેને ખોખરાં કરી, ખદખદતા ઉના પાણીમાં પલાળી, ટાઢુ પડે ત્યારે તેને મસળી ગાળી એ પાણી પાવું. બીજોરાનાં બીજ ઝેરને દુર કરવામાં ઘણાંજ ઉપયોગી છે.

(૨૪) હીંગળો મારવાની કૃતી.

ચોખ્ખા હીંગળોનાં રૂ૨) ભારનો ગાંગડો લઇ, તેને કડછીમાં મુકી, એ ગાંગડા ઉપર લીંબુનો રસ રૂ૨ાા ભાર સોસાવવો. પછી તેના ઉપર ડુંગળીનો રસ ૧ાા શેર સોસાવો. પછી એ ગાંગડાને કાઢી ફરી કડછીમાં મેલી એની નિચે ઉપર રૂ૨ાા ભારની પ્યાજની લુગદી દઇ પકવવો. પછી એ ગાંગડાને જુદો કાઢી લઇ રૂ૨ાા ભાર કચોલાં, રૂ૨ાા ભાર રાઈ, માલકાંકણી શેર ૦ા, ડુગળી શેર ૦ા, ઘી શેર ૦ા, મધ શેર ૦ા, એ સર્વને બારીક વાટી લુંદો કરી તે લુંદાની વચે મુકી, તેને કઢાઈમાં મુકવો. બાદ તેની નીચે પહોર આઠ અગ્નિ બાળે, ત્યારે એ હીંગળો શુદ્ધ થઇ તોલમાં પુરો ઉતરે; ખાવાની માત્રા અડધી રતી અથવા એક રતી પાનમાં ખાય તો નપુશકપણાને દુર કરેછે.

(૨૫) હાથી દાંત ઉપર આસમાની રંગ ચઢાવવાની રીત.

ગળીના પાણીમાં થોડો પોટાસ નાખી તેમાં થોડો વખત સુધી હાથીદાંત બોળી રાખવો. એટલે તેના ઉપર આસમાની રંગ ચઢશે.

(૨૬) હાથી દાંત ઉપર લીલો રંગ ચઢાવવાની યુક્તિ.

જંગાલ અને સરકાની મેળવણીમાં હાથીદાંત લીલા રંગનો થાય ત્યાં સુધી ઉકાળવો.

(૨૭) હાથી દાંતને લાલ રંગવાની યુક્તિ.

હાથીદાંત ઉપર લાલ રંગ ચઢે ત્યાં સુધી તેને વિલાયતી લાલ રંગના પાણીમાં રાખવો.

### (૨૮) અજાયબ જેવો જુલાબ.

એક પાણીછલું શ્રીફળ લઈ, તેને એક કાણું પાડી, તેમાં નેપાળાનાં છોલેલાં બીયાં મોં સુધી ઠાંસીઠાંસીને ભરવાં. પણ નાળીએરમાંનું પાણી એમનું એમ રહેવાદેવું. બાદ તેને લાકડાનો મજબુત બુચ દઈ, કપડ મટી કરી, પંદર દીવસ સુધી ઉકરડામાં ડાટી રાખવું. પછી તેને કાઢી નાળીએરમાંનું પાણી, કોપરૂં, અને બીયાં એ ત્રણે ચીજોને બારીક વાટી તે મિશ્ર એક કાચની સાફ સીસીમાં ભરી રાખવું. આ મિશ્રણનો લેપ ફક્ત ડુંટી ઉપર કરવાથીજ જુલાબ લાગેછે, જુલાબ બંધ કરવાને માટે કરેલો લેપ ધોઈ નાખવો.

### (૨૯) નાઇટ્રેટ ઓફ પોટાસ બનાવવાની કૃતી.

એક રતલ ચોખો સુરોખાર લઈ, તે કુએ તેટલું પાણી નાખી, ઓગળી જાય ત્યાં સુધી ઉકાળવો પછી તેને ગાળી, હવાવાળી થંડી જગ્યામાં સુકાવી, સીસીમાં ભરી રાખવો. આને "પીપેર્ડ નાઇટર" કહેછે.

### (૩૦) કારબોનેટ ઓફ આમોનીયા બનાવવાની રીત.

નવસાગર ૧) રતલ, અને ચાક બે રતલ એ બનેને ખાંડણીમાં ખાંડી; તે મિશ્રણ એક કાચના વાસણમાં નાખી, ગરમ કરવું. ગરમ કરતી વખતે ધીમે ધીમે આંચ વધારવી. તે એટલે સુધી કે મુકેલું વાસણ જરા લાલ થાય; બાદ તેને નિચે ઉતારી ઉપયોગમાં લેવું. આને "પ્રીપેર્ડ આમોનિયા" કહેછે.

### (૩૧) કારબોનેટ ઓફ સોડા બનાવવાની રીત.

હરેક વજનમાં ચોખો સાજીખાર લઈ, તેના ભુકો કરી ડુબે એટલું પાણી નાખવું. બાદ તેને એક કાચના વાસણમાં નાખી, તે પીગળી જાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેને કાગળથી ગાળી કાઢી, લોઢાના વાસણમાં ફરી-થી ઉકાળવું. જ્યારે તે કઠણ થવા આવે એટલે હેઠે ઉ-તારી ઠંડું પડવા દેવું. એટલે તેના સફેદ ગાંગડા થશે.

### (૩૨) કાર્બોનેટ ઓફ લાઈમ બનાવવાની રીત.

એક રતલ ચાકનો ભુકો લેવો પછી તેની અંદર પાણી નાખી નરમ કરી ચીની વાસણમાં નાખવો પછી ઉપર સુધી પાણી રેડી, ખુબ હલાવી. એકાંત જગ્યાએ રાખ-વું, કારણ, તેને હિલો ન આવે. જ્યારે સઘળો ચાક નિચે બેસે, ત્યારે ઉપરથી નિતર્યું પાણી કાઢી નાખી, એક રકાબીમાં પાથરી સુકવવો સુકાયા બાદ તેને ખલ કરી ઉપયોગમાં લેવો. આ ચીજ દાઝેલાને રૂઝાવે છે.

### (૩૩) લોઢું અથવા ફરાસી મારવાની રીત.

અતરડીએ ઘસેલો લોઢાનો ભુકો ૨૧) ભાર લઈ, તેને એક ચોખી બરણીમાં નાખી, તેની ઉપર બબે તસુ રહે એટલો સેરડીનો સરકો નાખવો. બાદ બરણીનું મોઢું બંધ કરી, ચૌદ દીવસ સુધી રાખી મુકવું. પછી તેને સુકવી, ચોખા પથ્થરના ખલમાં નાખી, બારીક વાટવો. કે જેથી કાળો કાજળ જેવો દેખાય. જ્યારે કાળો દેખાય, ત્યારે તે ભુકાને એક પાણીથી ભરેલા ગલાસ ઉપર ભભરાવી,

તેની ઉપર થોડાક ચોખાના દાણા ભભરાવવા. જો બંને ચીજ તરે તો તૈયાર થયું એમ જાણવું. અને તે પ્રમાણે ન તરે તો કચાશ સમજી ફરી ખલ કરી ઉપર પ્રમાણે કરવું. અને ચોખા તથા દવા તરે ત્યારેજ ઉપયોગમાં લેવું.

હાંફણ, સરદી, દમ, સ્ત્રીને દસ્તાંન ઘણું જવું ●●●, પુરૂષને ધોતીઆમાં પેસાબ ટપકતો હોય, ધાત બગડેલી હોય, અને બરોલી વીગેરેને ઘણોજ ફાયદો કરેછે. એટલુંજ નહીં પણ મરદીને વધારે છે. ખાવાની માત્રા.—

બબે કલાકને અંતરે પાંચ પાંચ ઘઉં ભાર; અથવા આખા દાહાડામાં ૬૦ ઘઉં ભાર લેવાથી ઘણોજ ફાયદો કરે છે. આને "કાર્બોનેટ ઓફ આયરન" કહેછે.

### (૩૪) લોઢુ અથવા પોલાદને કોતરવાની યુક્તિ.

જે લોઢાના ઓજાર અથવા ચીજની ઉપર લેખ અથવા નકસી કોતરવી હોય, તેની ઊપર મીણનું આડું પડ કરી, તેના અંદર લોઢાની સપાટી દેખાય એવી રીતે કોતરવું. બાદ તેને ફરતી મીણની પાળ બાંધવી. કારણ, કોતરવા નાખેલી પ્રવાહી ઢળી ન જાય. બાદ તેની અંદર "નાઇટરીક આસીડ" નાખવો. અથવા મોરથુથુ અને નવસાગર એ બેને સરખે વજને લઈ, પાણીમાં પલાળી નાખવું.

### (૩૫) હાથીદાંતને રૂપેરી કરવાની રીત.

"નાઇટરેટ ઑફ સીલવર"ના પાણીમાં હાથીદાંતને પીળો થાય ત્યાં સુધી બોળી રાખવો. બાદ તેને બહાર કાઢી પાણીના વાસણમાં નાખી, ત્રણ કલાક તડકામાં રાખવો.

એટલે તે કાળો થશે. પછી તેને ઘસીને સાફ કરવાથી રૂપેરી થાયછે.

**(૩૬) હાથીદાંત ઉપર ચિત્ર અથવા લેખ કોતરવાની રીત.**

લોઢા ઉપર કોતર કામ કરવાની રીત મુજબ મીણનું પડ કરી, કોતરી, પાળી બાંધવી, બાદ તેમાં "સલફ્યુરીક" અથવા "મ્યુરેટીક આસીડ "નાખવો. જોઇએ તેટલી ઉંડાઇ કોતરાય એટલે ધોઇ, સાફ કરી ઉપયોગમાં લેવો.

**(૩૭) વીંછુના ડંખના ઉપાય.**

જે જગ્યાએ વિંછુએ ડંખ માર્યો હોય, તે જગ્યાથી બએ તસુ સ્ટ્રેટ દોરી બાંધવી. બાદ લસણ, મુળાનો રસ, અને માખણ, એ ત્રણમાંથી ગમે તે ચોળી મસળ્યાથી ઘણોજ ફાયદો થાયછે. અથવા ગ્યાસલેટ ઘસવાથી પણ ઘણોજ ફાયદો થાયછે. અથવા આમલીના ચોચારાને તેનો સફેદ ભાગ દેખાય ત્યાં સુધી પથરા ઉપર ઘસવો. પછી સફેદ બાજુ ડંખવાળી જગ્યા ઉપર દાબવાથી, તે ચોટી જઈ ઝેર ચુસ્યા બાદ પોતાની મેળે ઉખડી પડેછે.

**(૩૮) કાચ ઉપર લેખ અથવા નકસી કોતરવાની રીત.**

૩૮ મા હુન્નરમાં બતાવ્યા મુજબ મીણનું પડ કરી, તેની અંદર, લેખ અથવા નકસી કોતરી, પાળ બાંધી, "હૈડ્રો ફ્લોરીક આસીડ" નાખવો જોઇતું કોતર કામ થાય એટલે ધોઇ ઉપયોગમાં લેવું. અથવા "ફ્લ્યુએટ ઑફ લાઇમ" કે "ફ્લોરસ્પાર"ની બારીક ભુકી કોતરેલા ભાગમાં નાખી, તેની ઉપર "સલફ્યુરીક આસીડ" નાખવો.

## (૩૯) ફલ્યુઆરીક એસીડ બનાવવાની રીત.

"ફલ્યુએટ ઑફ લાઈમ" અથવા "ફલોર સ્પાર" એ બેમાંની ગમે તે એક ચીજની સાથે "સલફ્યુરીક એસીડ" મેળવવાથી સદરહુ તેજાબ થાયછે.

## (૪૦) વરસાદ કેટલો દુર પડેછે તે જાણવાની રીત.

વીજળી થયા પછી કેટલી સેકંડે ગડગડાટ થાયછે; તે તપાસવું. જેટલી સેકંડે થાય તેને ૧૧૪૨ ગુણવા; ગુણાકાર આવે તેટલા ફીટને અંતરે પડેછે એમ જાણવું.

## (૪૧) ગ્યાસલેટ પીધામાં આવે તેનો ઇલાજ.

આ તેલ અજાણથી અથવા જાણથી પેટમાં ગયું હોય તો તે આંતરડાંને ચીરે છે. તેથી ઘણુંજ ભયંકર પરીણામ થાયછે. એવું બને તો, તેનો ઇલાજ નીચે પ્રમાણે કરવો.

બાવળના ગુંદરનું પાણી પાવું. પછી ઉનું કરીને ઠરચા બાદ ગાયનું દુધ પાવું. અને મીઠા તેલના કોગળા પાંચ પાંચ મીનીટને સુમારે પાંચ સાતવાર કરાવવા. કારણ મોમાં ચાંદીઓ પડે નહીં.

બાવળાનો ગુંદર તરત ન મળી સકે તો તે આવતાં સુધી બેસી રહેવું નહી; પણ તરતજ રૂપીઆ બે ભાર મીઠું તેલ પાઈ દેવું; અને તેના કોગળા કરાવવા. બાદ ગુંદર આવે એટલે ઉપર લખેલો ઇલાજ કરવો. પછી બીજે દીવસે મેદીઆવળનો જુલાબ લેવો.

## (૪૨) મીણકપડ બનાવવાની રીત.

લોઢાની કઢાઇને ચુલે મુકી, ખુબ ઉની કરવી. બાદ

તેમાં મીણ શેર ૧) ના કટકા નાખવા. પછી તે મીણ ઓગળ્યા બાદ તેમાં લીંબુનો રસ શેર ૧) નાખવો. એ બેને ખુબ ગરમ થયા બાદ તેમાં મીઠું તેલ શેર ૦॥, અને, જે જાતનો રંગ કરવો હોય તે રંગ નાખવો. બાદ તેને હેઠે ઉતારી ઠાઢુ પડવા દેવું. ટાઢુ થયા બાદ તેની અંદર આછા લુગડાને બોળી સુકવી નાખવું. એટલે તે મીણું કપડ થયું એમ સમજવું.

### (૪૩) લાલ સહી બનાવવાની રીત.

ચોખી રેતાંદળીનો ભુકો પાંચ તોલા, ફટકડી ૦॥ તોલો, અને જરા કીરમજનો ભુકો, તથા ૦॥ શેર પાણી. એ સઘળાને ઉકાળી ગાળી કાઢવું. બાદ ગુંદરનો ભુકો સવા તોલો નાખી ઉપયોગમાં લેવી.

### (૪૪) લીલી સાહી બનાવવાની રીત.

જંગાલના ઝીણી ભુકાને સરકા સાથે મેળવી, ચાર દહાડા સુધી રાખી મેલવું. બાદ તેમાં ગુંદર નાખી ગળી ઉપયોગમાં લેવું.

### (૪૫) લોઢાને કાટ નહી લાગે એવું કરવાની રીત.

લોઢાને "કારબોનેટ ઑફ પોટાસં," અથવા "સોડા" ના પાણીમાં બોળી રાખવું.

### (૪૬) પાણીને નિર્મળ કરવાની રીત.

ગમે તેવા મેલા પાણીની અંદર થોડો ફટકડીનો ભુકો નાખવો. બાદ તેને હુલાવી થોડા કલાક રાખવો. એટલે મેલ નિચે બેસી જઇ ચોખું પાણી રહેશે.

**(૪૭) ફુલને તાજાં રાખવાની રીત.**

કપુરના પાણીમાં ફુલને રાખવાથી તેઓ થોડા દીવસ સુધી તાજાં રહેછે.

**(૪૮) ત્રાંબામાંથી રૂપાને જુદુ પાડવાની યુકિત.**

એક પાવલીને "નાઇટ્રીક આસીડ" માં નાખશો તો તરતજ તે પીગળી જશે. બાદ તેમાં લુણ નાંખવાથી રૂપુ તેની સાથે મળી સફેદ ભુકીના આકારમાં નિચે બેસશે.

**(૪૯) પેસાબમાં તેલનો છાંટો નાખી દરદ જોવાની રીત.**

પેસાબની અંદર ઘાસની સળીથી તેલનું ટીપુ નાખીને જોવું. જો ટીપુ નાખતાંજ નિચે જઈ તરત ઉપર આવે, અને તેમાં આંતરડું પડે, પેસાબનો રંગ કાળો અથવા ત્રાંબાના જેવો હોય તે માણસને વધારે દરદી જાણવો.

**(૫૦) ફોટોગ્રાફથી પાડેલી ખોટી નોટ બેંક પારખવાની રીત.**

જે નોટ ઉપર શક આવતો હોય તેની ઉપર "સૅાયનાટીક ઑફ પોટાસીઅમ" ને પાણીમાં પીગળાવી, નરમ પીછીથી લગાડવું. જો ફોટોગ્રાફથી પાડેલી હશે તો છાપ ઉડી જશે. અને અસલ નોટ હશે તો એવીને એવી રહેશે.

**(૫૨) સૂરજ ગ્રહણ જોવાની રીત.**

સાધારણ કાચના કટકા ઉપર લખવાની કાળી સહી લગાડવી. સુકાયાબાદ તેને સુરજ ગ્રહણની વખતે સૂરજની સામે રાખી જોવાથી તરતજ ગ્રહણ નજરે પડેછે.

**(૫૩) બદામનું તેલ કાઢવાની રીત.**

બદામના મીંઠા ગોળા હરેક વજનમાં લઇ, ચોખા ખ-

સમાં ખુબ બારીક વાટવા. બાદ તેને સણના કપડામાં નાખી ખુબ વળ દઈ તેલ કાઢવું. એ તેલ દશ બાર ટીપાં ખાવાથી ખાંસીને ઘણોજ ફાયદો થાયછે.

**(૫૪) દાંત દુખતા હોય તેનો ઇલાજ.**

એક વિદ્વાન ડાકતર એવું જાહેર કરેછે કે ફટકડીના બારીક ભુકાને દાંતે લગાડવાથી ઘણોજ ફાયદો થાયછે. પણ યાદ રાખવું કે સંધીવાના સબંધમાં દાંત દુખતા હોય તો આ ઇલાજ લાગુ પડવાનો નથી.

**(૫૫) રૂઝ લાવવાનો મલમ બનાવવાની રીત.**

લીંબડાની લીંબોળી તોલો ના, બોદારસીંગ તોલો ૧), ને રાળ તોલો ૧ એ ત્રણેનો ગાયના ઘીમાં મલમ કરવો.

**(૫૬) પથરથી ઉંચાઈ માપવાની રીત.**

ગમે તે ઊંચી જગ્યાએથી એક પથરો નાખવો તે કેટલી સેકંડે નિચે પડેછે. તે જોવું જેટલી સેકંડે નિચે પડે તેટલાને તેટલાએ ગુણી, ગુણાકારને સોળે ગુણવા જે ગુણાકાર આવે તેટલા ફીટની ઉચાઈ સમજવી.

**(૫૭) સીલારસનું તેલ કાઢવાની રીત.**

સુદ્ધ સીલારસ પાંચ દ્રામ, જાયફળનું તેલ દશ ટીપાં, અંબર ૬ ગ્રેન, અને બદામનું તેલ એક પાઇંટ; એ પ્રમાણે જણસો લઈ અંબરના કડકા કરી બદામના તેલમાં ખસવા બાદ લખેલી જણસોને મીશ્રણમાં નાખવી. પછી તેમાં પાણી નાખી ધીમી આંચે ખુબ ઉકાળવું. સારી પેઠે ઉકળે એટલે તેને નિચે ઉતારી, ટાઢું થવા દેવું ટાઢું થયા બાદ તેને ગાળવાથી સીલારસનું તેલ થશે.

### (૫૮) મોટા પવનમાં ઓલવાઇ ન જાય એવી મીણ- બતી બનાવવાની રીત.

મલમલના જેવું ઝીણું લુગડું લઈ, તેની ઉપર મીઠું પાથરવું. અને તે લુગડાને મીણબતી ઉપર લપેટી લેવું, બાદ તેને સળગાવી મોટા પવનમાં રાખશો તો પણ તે ઓલવાઇ જશે નહીં.

### (૫૯) કેળના ઝાડ ઉપર મોટાં કેળાં ઉગાડવાની રીત.

કેળનો કાંદો જમીનમાં નાખતી વેળાએ એક લોઢાના ખુબ ગરમ સળીઆએ કાંણાં પાડી તે કાંણાંમાં હાથી- દાંતનો ગેર ભરી વાવવો. આથી કરી કેળ ઉપર જે કેળાં આવશે તે ઘણાં મોટાં આવશે.

### (૬૦) મધમાખ તથા ભમરાના ચટકાનો ઉપાય.

જે વેળા ચટકો મારે તેજ વેળા ચટકાવાળા ભાગ ઉપર ચંડીઆળની કુચી દાબવી. એટલે તેટલી ચામડી ઉપ- સાઇ આવશે. પછી જો તેમાંથી કાંટો દેખાય, તો સંભા- ળથી તેને બહાર કાઢવો. અને તેની ઉપર ગળીનો કટકો ઘસી લગાડવો.

### (૬૧) હમેશાં ઓકારી થાય તેનો ઉપાય.

એક વિદવાન ડાકતર ઘણા માણસો ઉપર અજમાવી એવું જાહેર કરે છે કે, જ્યાં સુધી ઓકારી નરમ પડે ત્યાં સુધી ૧૫ ગ્રેન "પેપસીન" નામની દવા લેવી એટલે ઓકારી નરમ પડશે.

### (૬૨) કાથાનો મલમ બનાવવાની રીત.

એક ઔંસ ફટકડી, અને ત્રણ ઔંસ કાથો. એ બંને-

ને ખાંડી બારીક ભુકો કરવો. બાદ ચાર ઔંસ પીળી રાળને એક વાસણમાં નાંખી તેમાં ૦ા પાઈંટ ઓલીવનું તેલ નાંખવું. પછી દેવતા ઉપર ઓગળાવી કાથો તથા ફટકડી નાંખી મેળવી દેવું. એટલે તે કાથાનો મલમ થયો એમ સમજવું. આ મલમ ગુમડાં,ચાંદી વીગેરે ઉપર ચોપડવાથી ઘણોજ ફાયદો કરે છે.

**(૬૩) લોબાનના ફુલ પાડવાની યુક્તિ.**

પાતળી લોઢાની તાવડી લઇ, તેમાં લોબાનનો ભુકો નાંખી, તેને ચુલા ઉપર મુકવી અને જ્યારે તે લોબાન ઓગળે ત્યારે તેના ઉપર કાચનો પ્યાલો ઊંધો ઢાંકવો; અને નીચે બળતુ વધારે કરવું. એટલે ફુલ પ્યાલાની અંદર ચોટી જશે. તેને છરીએથી ઊખેડી ઉપયોગમાં લેવાં.

**(૬૪) સફેદ કપડાં ઉપરથી સાહીનો ડાઘ કાઢવાની યુક્તિ.**

જે જગ્યા ઉપર શાહીનો ડાઘ પડ્યો હોય, તે જગ્યાએ ગુંદર લગાડી ઉપર કાગળની પટી ચોટાડવી સુકાયા બાદ તેને ધોઈ નાખવાથી સાહીનો ડાઘ જતો રહેશે.

**(૬૫) આંગળીમાં મજબુત બેઠેલી વીંટીને કાઢવાની સહેલી રીત.**

જો હાથની આંગળીમાં સોનાની વીંટી મજબુત બેઠી હોય, અને નીકળતી ન હોય, એટલુંજ નહી પણ આંગળી ઉપર સોજો ચઢ્યો હોય તો, તે વીંટી ઉપર થોડો પારો ઘસી, તેની ઉપર હલકી હથોડી ઠોકવાથી, અથવા હાથે

દાબ્યાથી તેના કટકા થશે. એ કટકાને તાવવાથી પાછુ સોનું થશે ?

## (૬૬) દસ્તાંન રોકાતો હોય તેનો ખુલ્લાસો લાવવાની રીત.

હીરાબોળ માસો એક, સીકોતરી એળીઓ માસો ૫ા અને સાબુ માસો ૧ એ ત્રણે દવાને ખલ કરી તેમાંથી સરખે ભાગે ૮ ગોળીઓ કરવી અને દરરોજ એક ગોળી ગરમ પાણી સાથે આપે તો હરેક મેરીના દસ્તાંનને દુર કરે, દસ્તાંન રોકાતું હોય તેનો ખુલાશો થાય પેટ સાફ લાગે અને પુઠાને કૌવત આપેછે.

## (૬૭) કાથાની ગોળીઓ કરવાની રીત.

સફેદ કાથો ૩૬ તોલા, લવીંગનો ભુકો સવા બે તોલા, તજ ૨ા તોલા, એલચી ત્રણ તોલા, જાયફળ ૦ા તોલો, જાવંત્રી ૦ા તોલો, કેસર ૦ા તોલો, અને કસ્તુરી ૦ા તોલો એવી રીતે જણસો લઈ, કાથાનો ઝીણો ભુકો કરી, કેવડાના પાનમાં સાત દીવસ સુધી બાંધી રાખવો. અને બાકીની જણાસોને બારીક વાટીને ગુલાબજળમાં નાખવી બાદ માંહી કેવડા માંહેલો કાથો પણ નાખી ગોળીઓ વાળવી.

## (૬૮) દાંતને સફેદ કરવાની રીત.

સોપારી બાળી તેનો કોયલો કરી તેને વાટી ઝીણો ચાળી નાખવો. બાદ તે કોયલાને મધ સાથે મેળવી દર રોજ દાંત ઉપર ઘસવો. આથી કરી દાંત સફેદ થશે અને મોઢાની દુરગંધ દુર થશે.

## (૬૯) જુના લેખને નવા જેવા કરવાની રીત.

જો કોઇ જુના લખાણની સાહી ફીકી પડી ગઈ હોય, અથવા ખરાબ થઈ ગઈ હોય, કે વાંચી શકાય નહીં. તો લખાંણની ઉપર "પૃસીએટ ઓફ પોટાસ"ના નાહીને પાણી સાથે મેળવી, નરમ વાળની પીંછી તેમાં બોળી, કાગળ ઉપર સંભાળથી ફેરવવી. એટલે કાગળ સડી નહી ગયો હોય તો, તરત લેખ જણાઈ આવશે.

## (૭૦) મેથી વાવી એક બે કલાકમાં ઉગાડવાની રીત.

મેથીને ચણ્યાના ખારનાં સાત પડ આપવાં ત્યાર પછી જે વખતે મેથી ઉગાડવી હોય, તે વખતે જમીન તૈયાર કરી મેથી વાવવી, બાદ તેની ઉપર પાણી છાંટી, જમીન તર કરવી. તેથી કરી થોડા કલાકમાં પાનાં ફુટી નીકળશે.

## (૭૧) નેત્રનું અંજન બનાવવાની રીત.

સીસુ તોલો ૧), પારો તોલો ૧). એ પ્રમાણે ચીજો લઈ સીસાને ગરમ કરી, તેમાં પારો નાખી વાટવું; પછી તેમાં મોતી વાલ ચાર, પરવાળુ વાલ ચાર, ભીમસેની બરાસ વાલ ચાર, અને સુરમો વાલ ચાર. એ સરવેને મેળવી દીવસમાં બે વાર સીસાની સળીએ કરી અંજન કરવાથી નેત્રના સરવે રોગ મટેછે.

## (૭૨) નવીન લેખને પ્રાચીન માફક દેખાડવાની રીત.

સાહીમાં તોલા બે ચણોઠી ભાર વાટેલું કેસર નાખી, તે સાહીથી લખ્યું હોય તો તે તરતનો લખ્યા છતાં પણ ઘણો પ્રાચીન લખેલ છે; એવો માલમ પડશે.

## (૭૩) પોથી કરવાની રીત.

એક શેર પાણીમાં પીંપળાની લાખ ૬ ટાંક, બે તોલ સુધ કરેલો તેલીઆ ટંકણખાર, અને ૬ માસા લોદર એ બધું એકઠું કરી એક વાસણમાં બે પોહોર સુધી પલાળ રાખવું; એટલે લાખનો રંગ પાણીમાં આવશે. પછી તે રૂનાં પોળીઆં કરી બોળી સુકવવાં.

## (૭૪) કેરીનો મુરબ્બો કરવાની રીત.

મોટી મોટી કેરીઓ લાવી, જરા પાકા જેવી થાય એટલે છોલીને ફાકો ઉતારી લેવી. તે ફાકોમાં સોયાથી કોચાને જાળી જેવાં કાણાં પાડવાં પછી તે શેર ૧) ને આશરે લઇ, કલાઈના વાસણની અંદર પાણીમાં ડુબાવવાં. બાદ તેમાં ૧ પૈસાભાર કળીચુનો નાખી, એક રાત રાખ.ી. બાદ બીજે દીવસે તે પાણીમાંથી કાઢી કોરી કરી ખાંડની ચારતારી ચાસણીમાં ગલેપી કાઢવી. એટલે તે મુરબ્બો તૈયાર થયો એમ સમજવું.

## (૭૫) દીવાસળી બનાવવાની રીત.

ફોસ ફરસ ૧૭ ભાગ, સરેસ ૨૧) ભાગ; સિંદુર ચોવીસ ભાગ, અને સુરોખાર ૩૮ ભાગ એ ચારને પાણીમાં નાખી તેમાં દેવદારનાં લાકડાની સળીઓ બોળી કાઢવી.

## (૭૬) આંખની પરીક્ષા.

વાના જોરથી આંખ સુકી અને ભુરા રંગ સાથે ઘેરી હોયછે. પીતનું જોર હોય તો આંખના ડોળા પીળા ને લાલ રંગના હોયછે. અને સુરજની ગરમી જોવાતી નથી

કફનું જોર હોય તો સફેદ અને ઘેરી નજરે દેખાય છે.

## (૭૭) કંઠમાળાનો ઉપાય.

કંઠમાળા ગાંઠ થાયછે. તેને કોઈ બાહાર કાઢી શકતું ની; એનો ઉપાય એછે જે ચિત્રા વાઘનું હાડકું ઘસી ાં જરા સિંધવ નાખી ૬ માસ સુધી ઘસી ચોપડે તો ... જાય છે.

## (૭૮) આંખનું તેજ રાખવા માટે ખાપરીઆનું સત્વ કાઢવાની રીત.

ખાપરીયું પૈસા એકભારને ખલ કરી, તેમાં ૧૦ પૈસા ભાર ગોળ નાખવો. બાદ બેઉને ઠીકરા ઉપર મુકી દેવતામાં બાળવું. તમામ બળી રહ્યા પછી ટાઢુ પાડી, તેમાં ગાયનું માખણ પૈસા છ ભાર નાખી, એક કુલડીમાં ભરી તેનું મોં સજડ બંધ કરવું. કે તેમાંથી ધુમાડો બીલકુલ બાહાર નીકળે નહી. પછી તેને દેવતાની સઘડી ઉપર મુકી એક પોહોર સુધી આંચ દેવી. બાદ તે કુલડીને સાંણસાથી પકડી બે ત્રણ વાર ઊંધી કરવી. કારણ તેમ કરવાથી રૂપીઆ એકભાર જસત નીકળે છે. તેની સોની પાસે સળી કરાવવી. તે સળી દાહાડામાં બે ત્રણ વાર આંખમાં ફેરવવાથી તેજ રહેછે.

## (૭૯) માથાનાવાળ ખરી જતા હોય તેનો ઉપાય.

આમળાંને ત્રણ રાત સુધી પાણીમાં પલાળી રાખી, તેમાં ગાયનું ઘી નાખી, દેવતા ઉપર ઉનું કરવું. જ્યારે તમામ પાણી બળી જાય, અને ઘી બાકી રહે ત્યારે માથામાં ઘસવાથી બાલ મજબુત રહેછે.

### (૮૦) વાળ કાળા કરવાની યુક્તિ

લાલ મેંદી બે હફતા સુધી વાળ ઉપર મસળવી. ત્યાર પછી પંદર દીવસ સુધી કાળી મેંદી મસળવી. એથી વાળ હમેશ કાળા રેહેછે.

### (૮૧) વાળ ઓછા કરવાની યુક્તિ

ચુનો પૈસા બે ભાર, અને હડતાળ પૈસા બે ભાર. એ બંને ચીજોને છાશમાં ખલ કરી, વાળ ઉપર મસળે તો વાળ ખરી પડેછે;

### (૮૨) ધાદર મટાડવાની યુક્તિ.

આમળસારો ગંધક વાટીને તેનો ભુકો લીંબુમાં ચોપડવાથી ધાદર મટેછે.

### (૮૩) મસા મટાડવાની યુક્તિ.

પાપડીઆ ખારાને દેવતાના અંગારા ઉપર મુકી, તે સફેદ થાય ત્યારે બાહાર કાઢવો અને તેની બરોબર કળી-ચુનો લેવો. એ બંને એકઠું કરી તેનો ત્રીજો ભાગ ડુંગળી લેવી. એ ત્રણેને ખલ કરી મસા ઉપર મુકે તો તેને [illegible] મુળથી કાઢી નાખેછે.

### (૮૪) પગ અને શરીર ફાટેછે તે મટાડવાની યુક્તિ.

રાળ પૈસા ૧૦ ભાર, મીણ પૈસા ત્રણ ભાર, ગોળ પૈસા ૧) ભાર, અને ઘી શેર ૦। એ સર્વેને દેવતા ઉપર મુકી ગરમ કરવું. પછી નીચે ઉતારી જ્યાં ફાટ હોય ત્યાં મસળે તો આરામ થાય.

### (૯૫) છંદ્રીના જખમનો ઉપાય.

વરસાદના દાહાડામાં બીલાડીનાં ટોપ ઉગેછે. તેને જ-ડમુળમાંથી ઉખેડી, તેના ભુકા કરી, લીલા જખમ ઉપર મુકે તો, તેને જલદીથી ફાયદો કરેછે.

### (૯૬) સોનેરી અથવા રૂપેરી સાહી બનાવવાની યુકતી.

જે જાતની સાહી બનાવવી હોય, તે જાતના વરખ લાવી તેને ખલમાં ખુબ વાટવો. બાદ તેને એક ગ્લાસ-માં નાખી, તેની ઉપર પાણી નાખવું. પછી તેને ખુબ હલાવી થોડી વાર રાખી ઉપરથી નીતરતું પાણી કાઢી નાખવું અને નિચે રહેલા ભુકાને સુકવી, પાણી અને ગુંદરની સાથે મેળવી ઉપયોગમાં લેવી.



# જે સાહેબોએ આ પુસ્તક રચવામાં આગળથી મદદ આપીછે. તેઓનાં સુભ નામો.

નકલ રાધનપુર.

૫ ખુદાવીંદ શ્રી મુરતુજાખાનજી સાહેબ બાહાદુર બાબી
૩૦ ખુદાવીંદ શ્રી મરદાનઅલીખાનજી સાહેબ બાહાદર.
૧૨૫ બુકસેલર ભવાન મુળજી
૨૫ મે. સા. ભોગીલાલ જેઠાભાઈ મારફત
૧૬ મે. સા. ભોગીલાલ જેઠાભાઈ
૨ મંગળમીઆ આજમભાઈ
૧ મણીલાલ રઘુભાઈ
૧ રા. ખુસાલ ત્રીકમદાસ
૧ રા. કેસરીસીંગ હરીસીંગ
૧ રા. કેસરી ચુનીલાલ
૧ રા. દલસુખ નેમચંદ
૧ રા. મગન રણછોડ
૧ દલપતરામ હકમચંદ
૨૫ પ્રીયમીત્ર કેવળદાસ જેઠાભાઈ
૧૦ પ્રીયમીત્ર બુદરભાઈ લવજી મારફત
૯ બુદરભાઈ લવજી
૧ રા. રા. ખુશાલ લક્ષ્મીચંદ

૧ રા. નથુસંકર હીરજી
૧ રા. અમથાલાલ
૧ રા. ડોસાલાલ નથુભાઇ
૧૦ પ્રીય મીત્ર પુનમચંદ ભાણજી મારફત
૨ રા. રા. રંગપ્રસાદ પ્રભુદાસ
૧ રા. ભુખણદાસ મંછારામ
૧ રા. કેસરી સરૂપચંદ
૧ રા. નેમચંદ ખેંગાર } સમી
૧ રા. સોભાગચંદ શાંતીદાસ }
૧ રા. કેસરી ઉત્તમચંદ
૧ રા. ખુબચંદ ગહેલચંદ
૧ રા. જેઠાલાલ લક્ષ્મીચંદ
૧ રા. હરજી પાધ્ધુ
૧૦ મે. સા. સુખરામ વીઠલરામ મારફત
૧ રા. રા. ધરેમચંદ ગહેલચંદ
૧ રા. જગજીવન કેસરીસિંગ
૧ રા. છગનલાલ કીસોરદાસ
૧ રા. અમીરલાલ વકીલ
૧ રા. હરીલાલ ગગલદાસ વકીલ
૧ રા. ભુદરભાઇ ઇચ્છાચંદ
૧ રા. સૈયદ લતીફમીઆં કાદરમીઆં
૧ રા. ભાઇચંદ વખતચંદ
૨ રા. સૈયદ શાલમ જમાદાર

૧ રા. નાગજી ચતુર
૫ રા. રા. ત્રીકમભાઈ મથુરાદાસ
૫ રા. રા. પ્રાગજી પુનમચંદ
૫ રા. રા. માણેકલાલ પીતાંબર
૨ પ્રીય મીત્ર છોટમલાલ ખુબચંદ
૨ પ્રીય મીત્ર દામોદર કેસરીભાઇ
૨ જગજીવન દલીચંદ
૨ રા. હરીલાલ મુલચંદ
૨ રા. સુંદરભાઈ શામજી
૧ મે. સા. બાપાલાલ ભાઇશંકર હેડમાસ્તર
૧ મે. સા. મંછારામ આશારામ ડાક્ટર
૧ રા. ગુણચંદ મુલચંદ
૧ રા. ચાપશી પાનાચંદ
૧ રા. રા. માધવલાલ જેરામ
૧ રા. ડાહ્યાલાલ ઉગરચંદ
૧ રા. લલુ પોપટ
૧ રા. મોદી હરજી ચુનીલાલ
૧ મે. સા. સાહાજીજી વીનયચંદજી વિ. ધનજીજી
૧ મે. સા. દીવાનજી સીવલાલ ખુશાલભાઇ
૧ મે. શા. દીવાનજી ઝવેરભાઈ જીનાભાઈ
૧ રા. કાળીદાસ હંજમચંદ
૧ અનોપચંદ ઇચ્છાચંદ
૧ મે. શા. ભાણાભાઈ ચતુર

૧ મે. શા. નરસીલાલ નથુરામ
૧ રા. જગજીવન લવજી
૧ રા. વજેરામ લાલજી
પ્રીયમીત્ર અમુલખભાઈ સુરચંદ
રા. ત્રીકમદાસ ઉત્તમચંદ
. ...કોરલાલ છોટમલાલ
રા. રા. ચીમનલાલ એમચંદ મારફત અમદાવાદ
૫ રા. મોહનલાલ ગીરધરલાલ
૫ રા. અમૃતલાલ રણછોડલાલ
૧ રા. ચીમનલાલ એમચંદ
૧૦ મે. શા. દલસુખરામ પુંજીરામ મારફત કાણોદર
૫ મે. શા. દલસુખરામ પુંજીરામ
૧ રા. ડોસાજી મોતીરામ
૧ રા. પ્રેમચંદ માણકચંદ
૧ રા. મામજી રાજેચંદ
૧ રા. ગવરીશંકર પીતાંબર
૧ રા. નુરમદ વજીર ઇસબ
૬ મે. શા. છગનલાલ લલુભાઇ મારફત

વડોદરા.

૨ રા. રા. છગનલાલ લલુભાઈ
૧ રા. નાથાલાલ દલસુખરામ
૧ રા. છગનલાલ દલપતરામ
૧ રા. મગનલાલ દ્વારકાંદાસ

૧ રા. ચુનીલાલ ભીખાભાઈ ભવાનદાસ
૫ રા. રા. માનચંદ રીખબચંદ મારફત થરા
૧ વાઘેલા શ્રી માનસંગજી જસવતસંગજી
૧ વાઘેલા શ્રી સરદારસંગજી અભેરાજજી
૧ વાઘેલા શ્રી પૃથ્વીરાજજી અભેરાજજી
૧ મેતા પ્રભુરામ લક્ષ્મીરામ
૧ માસ્તર પીતાંબર જેરામ
૧ રા. રા. ત્રીભોવન કહાંનજી સરધાર
૨ રા. રા. અંબાલાલ પીતાંબર દાંતા
૧ રા. રા. નરસંગપ્રસાદ લક્ષ્મીશંકર જામનગર
૧ રા. રા. વહાલજી નીહાલચંદ મુંબઈ
૪ રા. રા. ગીરધરલાલ અમૃતલાલ અજમેર
૧ રા. રા. મેતા વૈકુંઠરામ વીઠલરામ } રાધનપુર
૧ રા. રા. મીરજા અહેમદ બેગલાડ મુગલ }
૧ મ. સા. વીજયચંદજી મોતીચંદજી }

સહી કર્તા પ્રેમચંદ.

Premchund Jathalall



# સૂચના.

આ પુસ્તક નિચે લખેલ ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

રાધનપુર—બુકસેલર ભવાન મુળજી તથા પટેલ કેવળદાસ જેઠાલાલને ત્યાંથી.

પંદરથી ઓછા પગારના મહેતાજીઓને, અથવા સ્કોલરને ૱૦-૮-૦ ગ્રંથકર્ત્તા પાસેથી મળશે.

સહી પ્રેમચંદ જેઠાચંદ.

